॥ ॐ ॥

# ॥ श्रीदैवासुरसंपद्विभागयोगः ॥

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥

## ॥ श्रीभगवत्स्मरणपाठशालार्थम् ॥

पोताना गोलोकवासी बंधु नृसिंहदास
शामजीना स्मरणार्थ

धर्मार्थ छपावनार

## शेठ दुर्लभदास शामजी.



प्रकाशकः—शेठ दुर्लभदास शामजी, संघवीसदन, सँडहर्स्ट रोड, मुंबई.

मुद्रकः—चिंतामण सखाराम देवळे, " मुंबईवैभव " प्रेस,
सँडहर्स्ट रोड, गिरगांव मुंबई.

संवत् १९७८ शके १८४३

अधिकारीओने विना मूल्य.

श्रीभगवानुवाच ।

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥
दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥
दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥ ५ ॥
द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरः पार्थ मे शृणु ॥ ६ ॥
प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥
एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥
काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥
चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥
इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

॥ श्रीगणेशाय नमः ॥



( અવતરણિકા. )

---

પંદરમા અધ્યાયમાં ભગવાન્ શ્રીકૃષ્ણે 'यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम्' –'જે મુમુક્ષુ મોહરહિત થયો થકો મને પુરૂષોત્તમને એ પ્રમાણે જાણે છે' એમ કહેલું છે તેથી મુમુક્ષુએ ભગવાનના એ પુરૂષોત્તમ સ્વરૂપને જાણવું જોઈએ; પરન્તુ ભગવાનના તે સ્વરૂપના જ્ઞાનને માટે કેવા અધિકારની જરૂર છે અર્થાત્ કેવી સંપત્તિવાળા અધિકારી જીવો તેને જાણી શકે છે એવી અર્જુનને શંકા થાય તો તે સ્વરૂપના જ્ઞાનને માટે દૈવી અને આસુરી સંપત્તિમાંથી દૈવી સંપત્તિ કારણભૂત હોવાથી તેનોજ સ્વીકાર કરવો જોઈએ અને આસુરી સંપત્તિ ત્યાગ કરવા યોગ્ય હોવાથી તેનો ત્યાગ કરવો જોઈએ એમ જણાવવા માટે ભગવાન્ આ ૧૬ મા અધ્યાયનો આરંભ કરે છે.

---

॥ श्रीः ॥



ભગવાન્ દૈવી સંપત્તિ ઉત્તમ હોવાથી મુમુક્ષુએ તેનેજ ગ્રહણ કરવી જોઈએ એમ જણાવવા પ્રથમ દૈવી સંપત્તિનું વર્ણન કરે છે.

॥ श्लोकः १ ॥

श्रीभगवानुवाच—શ્રીભગવાન્ કહે છે.

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

पदानिः—अभयम् सत्वसंशुद्धिः ज्ञानयोगव्यवस्थितिः ।
दानम् दमः च यज्ञः च स्वाध्यायः तपः आर्जवम् ॥ १ ॥

अन्वयार्थः—अभयम् નિર્ભયપણું सत्वसंशुद्धिः અન્તઃકરણની શુદ્ધિ ज्ञानयोगव्यवस्थितिः જ્ઞાન અને યોગમાં તત્પર રહેવું दानम् દાન दमः બાહ્યેન્દ્રિયોનો નિગ્રહ च અને यज्ञः શ્રોતસ્માર્ત યજ્ઞ च અને स्वाध्यायः વેદનું અધ્યયન तपः શારીરાદિ તપ ( અને ) आर्जवम् સરળતા;

भावार्थः ।

શ્રીભગવાન્ કહે છેઃ—હે અર્જુન ! નિમિત્ત હોવા છતાં પણ પોતાના મનમાં ભય ઉત્પન્ન થવા ન દેવો અથવા બીજાને ભય ન આપવો એ અભય, અન્યને ઠગવા માટે માયા રચવી

અથવા પ્રપંચ કરવા વિગેરેથી મુક્ત રહેવા રૂપ અન્તઃકરણની શુદ્ધિ એ સત્વશુદ્ધિ, શાસ્ત્રોમાંથી ગુરૂદ્વારા આત્મજ્ઞાન મેળવી ઇન્દ્રિયાદિને નિયમમાં રાખી તેમાં તત્પર રહેવું એ જ્ઞાનયોગ-વ્યવસ્થિતિ, યથાશક્તિ દાન આપવું તે દાન, ઇન્દ્રિયોને બહારના વિષયોમાંથી રોકવી એ દમ, દર્શપોર્ણમાસ્ય, અગ્નિહોત્ર વિગેરે શ્રૌતસ્માર્ત યજ્ઞ કરવા એ યજ્ઞ, નિત્ય વેદાધ્યયન કરવું એ સ્વાધ્યાય, કાયિક, વાચિક, માનસિક ચાન્દ્રાયણાદિ તપ કરવું એ તપ અને હમેશાં સરળતાથી વર્તવું એ આર્જવ; ૧.

---

## ॥ श्लोकः २ ॥

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

**पदानिः**—अहिंसा सत्यम् अक्रोधः त्यागः शान्तिः अपैशुनम् ।
दया भूतेषु अलोलुप्त्वम् मार्दवम् ह्रीः अचापलम् ॥ २ ॥

**अन्वयार्थः**—**अहिंसा** હિંસા ન કરવી તે **सत्यम्** સત્ય **अक्रोधः** ક્રોધ ન કરવો **त्याग** કર્મફલનો ત્યાગ **शान्तिः** અન્તઃકરણનો નિગ્રહ **अपैशुनम्** ચાડી ન કરવી **भूतेषु** સર્વ પ્રાણીઓ-પર **दया** દયા **अलोलुप्त्वम्** નિર્લોભપણું **मार्दवम्** કોમલતા **ह्रीः** લજ્જા ( અને ) **अचापलम्** ચંચળતારહિતપણું;

**भावार्थः ।**

વળી યજ્ઞ સિવાય મન, વાણી કે કર્મથી કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી એ અહિંસા, યથાર્થ બોલવું એ સત્ય, અન્ય તરફથી કારણ છતાં પણ ક્રોધ ન કરવો એ અક્રોધ, નિત્ય

નૈમિત્તિક કર્મોના ફલોનો ત્યાગ કરવો એ ત્યાગ, પાછળથી કોઈની પણ સત્ય અથવા અસત્ય નિંદા ન કરવી એ અપૈશુન્ય, સર્વ પ્રાણીઓપર દયા રાખવી એ દયા, કોઈ પણ પ્રકારનો લોભ ન રાખવો એ અલોલુપ્ત્વ, કોમળપણું રાખવું તે માર્દવ, લજ્જા રાખવી એ હ્રી અને ઇન્દ્રિયોને વિષયો તરફ ન જવા દેવી એ અચાપલ; ૨.

---

॥ श्लोकः ३ ॥

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

**पदानि:**—तेजः क्षमा धृतिः शौचम् अद्रोहः न अतिमानिता ।
भवन्ति संपदम् दैवीम् अभिजातस्य भारत ॥ ३ ॥

**अन्वयार्थः**—**तेजः** તેજ–પ્રતાપ **क्षमा** ક્ષમા **धृतिः** ધીરજ **शौचम्** પવિત્રતા **अद्रोहः** ઈર્ષ્યારહિતપણું ( અને ) **न–आतमानिता** અત્યંત અભિમાનીપણું ન રાખવું તે **भारत** હે ભરતવંશી અર્જુન ! **दैवीम्** દૈવી **संपत्तिम्** સંપત્તિમાં **अभिजातस्य** ઉત્પન્ન થએલાને **भवन्ति** હોય છે.

भावार्थः ।

વળી અન્ય મનુષ્યો પોતાનો પરાભવ ન કરે એવો પોતાનામાં પ્રતાપ રાખવો એ તેજ, અપમાનાદિ કારણ છતાં પણ અન્તઃકરણમાં ક્રોધ ન ઉત્પન્ન થવા દેવો એ ક્ષમા, અન્તઃકરણની વૃત્તિને દઢતર રાખવારૂપ ધૈર્ય, બાહ્ય અને આન્તરિક પવિત્રતા રાખવી એ શૌચ, અન્યનું અશુભ થવાની ઇચ્છા ન

કરવી એ અદ્રોહ, પોતાને વિષે પૂજ્યપણા વિગેરેનું અત્યંત અભિમાન ન રાખવું તે રૂપ અતિમાનિતાનો અભાવ, એ સર્વ હે ભરતવંશી અર્જુન ! દૈવી સંપત્તિમાં ઉત્પન્ન થએલા મનુષ્યમાંજ હોય છે અર્થાત્ એ દૈવી સંપત્તિનાં છવ્વીશ લક્ષણો જેનામાં હોય છે તેજ મનુષ્ય ભવિષ્યમાં પોતાનું કલ્યાણ કરવા સમર્થ થાય છે. ૩.

---

દૈવી સંપત્તિમાં ઉત્પન્ન થએલા મનુષ્યમાં મોક્ષના કારણભૂત આ અભયાદિ સાત્વિક ગુણો ઉત્પન્ન થાય છે પરન્તુ ત્યાગ કરવા યોગ્ય આસુરી સંપત્તિના કયા ગુણો છે તે જણાવે છે.

॥ श्लोकः ४ ॥

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

**पदानि:**— दम्भः दर्पः अभिमानः च क्रोधः पारुष्यम् एव च ।
अज्ञानम् च अभिजातस्य पार्थ संपदम् आसुरीम् ॥ ४ ॥

**अन्वयार्थः**—**पार्थ** હે પૃથાપુત્ર અર્જુન ! **दम्भः** દમ્ભ **दर्पः** દર્પ–ગર્વ **अभिमानः** અભિમાન **च** અને **क्रोधः** ક્રોધ **एव, च** તેમજ **पारुष्यम्** કઠોરતા **च** અને **अज्ञानम्** અજ્ઞાન ( એ ) **आसुरीम्** આસુરી **संपदम्** સંપત્તિમાં–પ્રકૃતિમાં **अभिजातस्य** ઉત્પન્ન થએલાને ( હોય છે ).

**भावार्थः ।**

હે પૃથાપુત્ર અર્જુન ! પોતાની મહત્તા બતાવવા માટે ધર્માદિનો મિથ્યા આડંબર કરવો એ દમ્ભ, કુલ, ધન વિગે-

રેથી પોતાના અન્તઃકરણને અભિમાની બનાવવું એ દર્પ, ચોગ્યતાથી પણ પોતાની વધારે મહત્તા બતાવવી એ અભિમાન, અન્યપર પોતાની ચિત્તવૃત્તિને કઠોર બનાવવી એ ક્રોધ, બીજાને ખરાબ લાગે તેવું ભાષણ કરવું એ પારૂષ્ય અને સત્ અથવા અસત્ વસ્તુનું જ્ઞાન ન હોવું તે અજ્ઞાન એ સર્વ આસુરી સંપત્તિમાં ઉત્પન્ન થએલા મનુષ્યોને હોય છે, અર્થાત્ આવાં લક્ષણોવાળા આસુરી જીવો ઉર્ધ્વગતિ ન પામતાં ઉત્તરોત્તર અધોગતિનેજ પામે છે. ૪.

---

દૈવી અને આસુરી સંપત્તિમાં કયી સંપત્તિ કેવું ફળ આપે છે તે કહે છે.

॥ श्लोकः ५ ॥

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥ ५ ॥

**पदानिः**— दैवी संपद् विमोक्षाय निबन्धाय आसुरी मता ।
मा शुचः संपदम् दैवीम् अभिजातः असि पाण्डव ॥ ५ ॥

**अन्वयार्थः**—**दैवी** દૈવી **संपद्** સંપત્તિ–પ્રકૃતિ **विमोक्षाय** મોક્ષને માટે ( અને ) **आसुरी** આસુરી ( સંપત્તિ–પ્રકૃતિ ) **निबन्धाय** ( સંસારના ) બન્ધનને માટે **मता** માનેલી છે ( પણ ) **पाण्डव** હે પાણ્ડુપુત્ર અર્જુન ! **मा, शुचः** તું શોક ન કર ( કારણ કે ) **दैवीम्** દૈવી **संपदम्** સંપત્તિમાં–પ્રકૃતિમાં **अभिजातः–असि** તું ઉત્પન્ન થયલો છે.

भावार्थः ।

હે અર્જુન! દૈવી અને આસુરી સંપત્તિમાં દૈવી સંપત્તિ મનુષ્યોને મોક્ષને માટે થાય છે એટલે તેનાથી મનુષ્યો સંસારમાંથી મુક્ત થાય છે અને આસુરી સંપત્તિ મનુષ્યોને બન્ધનને માટે થાય છે એટલે તેનાથી મનુષ્યો સંસારનું બંધન પામે છે; પરન્તુ હે પાણ્ડુપુત્ર અર્જુન! 'આ બંને સંપત્તિઓમાંથી હું કયી સંપત્તિનો હોઇશ' એવા વિચારથી તને કવચિત્ શોક થતો હશે પરન્તુ તેવો શોક તું ન કર કારણ કે તું તો દૈવી સંપત્તિમાં ઉત્પન્ન થયલો છે અર્થાત્ તારૂં તો ભવિષ્યમાં કલ્યાણજ થવાનું છે. ૫.

---

આગળ "राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः" એમ કહી રાક્ષસી પ્રકૃતિ પણ એક જુદી પ્રકૃતિ ગણાવેલી છે અને અહીંયાં તો બે પ્રકૃતિ કહેલી છે પરન્તુ રાક્ષસી પ્રકૃતિનો આસુરી પ્રકૃતિમાં જ સમાવેશ થતો હોવાથી મુખ્ય પ્રકૃતિ બેજ પ્રકારની છે તે જણાવવા કહે છે.

॥ श्लोकः ६ ॥

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च।
दैवो विस्तरशः प्रोक्त आसुरः पार्थ मे शृणु॥ ६ ॥

पदानि:—द्वौ भूतसर्गौ लोके अस्मिन् दैवः आसुरः एव च ।
दैवः विस्तरशः प्रोक्तः आसुरः पार्थ मे शृणु ॥ ६ ॥

अन्वयार्थः—अस्मिन् આ लोके લોકને વિષે द्वौ બે भूतसर्गौ પ્રાણીઓના સર્ગો–સૃષ્ટિઓ–( છે ) दैवः દૈવ एव, च તેમજ

आसुरः આસુર ( તેમાં ) पार्थ હે પૃથાપુત્ર અર્જુન ! दैवः દૈવ સર્ગ–દૈવી સૃષ્ટિ–विस्तरशः વિસ્તારથી ( મેં ) प्रोक्तः કહ્યો ( છે અને ) आसुरः આસુર સર્ગ–આસુરી સૃષ્ટિ–એ મારી પાસેથી शृणु તું સાંભળ.

भावार्थः ।

હે અર્જુન ! આ લોકમાં બે પ્રકારની પ્રાણીઓની સૃષ્ટિ છે એક દૈવી અને બીજી આસુરી; પરન્તુ હે પૃથાપુત્ર અર્જુન ! તેમાં દૈવી સૃષ્ટિ મેં તને આગળ વિસ્તારથી કહેલી છે અને હવે તું આસુરી સૃષ્ટિને મારી પાસેથી સાંભળ. ૬.

---

હવેના બાર શ્લોકોથી આસુરી સંપત્તિનું અને તે સંપત્તિ-યુક્ત જનોના સ્વભાવાદિનું વર્ણન કરે છે.

॥ श्लोकः ७ ॥

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७॥

पदानिः—प्रवृत्तिम् च निवृत्तिम् च जनाः न विदुः आसुराः ।
न शौचम् न अपि च आचारः न सत्यम् तेषु विद्यते ॥७॥

अन्वयार्थः—आसुराः આસુરી સંપત્તિયુક્ત जनाः જનો प्रवृत्तिम् (પુરૂષાર્થ રૂપ) પ્રવૃત્તિને च અને निवृत्तिम् ( અનર્થકારક કર્મોથી નિવૃત્ત થવારૂપ ) નિવૃત્તિને च પણ न–विदुः જાણતા નથી (વળી ) तेषु તેઓમાં शौचम् પવિત્રતા न ( હોતી ) નથી च અને आचारः સદાચાર अपि પણ न ( હોતો ) નથી( અને ) सत्यम् સત્ય ( પણ ) न–विद्यते હોતું નથી. ७.

भावार्थः ।

હે અર્જુન ! આસુરી સંપત્તિયુક્ત એટલે આસુરી સ્વભાવના જે જનો હોય છે તેઓ પુરૂષાર્થથી ધમ, કમમાં પ્રવૃત્ત થઈ તત્વજ્ઞાનની પ્રાપ્તિ માટેની પ્રવૃત્તિને અને અનર્થકારક અધર્મનાં કર્મોથી નિવૃત્ત થવારૂપ નિવૃત્તિને જાણતા નથી. વળી તેઓમાં બહારની તેમજ અંદરની પવિત્રતા હોતી નથી તેમ શિષ્ટ પુરૂષોએ આચરેલો અથવા કહેલો આચાર અને સત્ય પણ હોતું નથી. ૭.

---

॥ श्लोकः ८ ॥

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

पदानिः—असत्यम् अप्रतिष्ठम् ते जगत् आहुः अनीश्वरम् ।
अपरस्परसंभूतम् किम् अन्यत् कामहैतुकम् ॥ ८ ॥

अन्वयार्थः—ते તેઓ जगत જગતને असत्यम् અસત્ય अप्रतिष्ठम् વ્યવસ્થારહિત अनीश्वरम् ઈશ્વરવિનાનું (અને તેથી) अपरस्परसंभूतम् પરસ્પરના સંયોગથી ઉત્પન્ન થયેલું (અને તેથી) कामहैतुकम् કામજ જેનું કારણ છે अन्यत બીજું किम् શું (કારણ હોય) એવું आहुः કહે છે.

भावार्थः ।

વળી તે આસુરી જનો વેદાદિમાં કહેલા કર્મોના ફળરૂપ સ્વર્ગાદિ જગતને અસત્ય; ધર્મ, અધર્મ, પાપ, પુણ્ય વિગેરેની

વ્યવસ્થા વિનાનું; વળી તેનો કર્તા ઈશ્વર છેજ નહિ એવું અને તેથી તે માત્ર સ્ત્રીપુરૂષના સંયોગમાત્રથીજ ઉત્પન્ન થએલું અને ફકત વિષયોપભોગજ જેનો હેતુ છે એવું એટલે કે વિષયોપભોગ સિવાય એનો બીજો શો હેતુ હોય એમ કહે છે. ૮.

---

## ॥ श्लोकः ९ ॥

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

**पदानि:**—एताम् दृष्टिम् अवष्टभ्य नष्टात्मानः अल्पबुद्धयः ।
प्रभवन्ति उग्रकर्माणः क्षयाय जगतः अहिताः ॥ ९ ॥

**अन्वयार्थः**—**एताम्** એ **दृष्टिम्** દૃષ્ટિને **अवष्टभ्य** અવલંબીને **नष्टात्मानः** નાશ પામેલા અન્તઃકરણવાળા (અને) **अल्पबुद्धयः** અલ્પબુદ્ધિવાળા (તેઓ) **उग्रकमार्णः** ઉગ્ર કર્મ કરનારા (અને) **अहिताः** (જગત્‌ના) અહિત કરનારા-શત્રુસ્વરૂપ થયા થકા **जगतः** જગતના **क्षयाय** નાશને માટે **प्रभवन्ति** ઉત્પન્ન થાય છે.

**भावार्थः ।**

હે અર્જુન! આ પ્રમાણે પૂર્વમાં કહ્યા પ્રમાણેની દૃષ્ટિને અવલંબીને અર્થાત્ તેવા પ્રકારની બુદ્ધિ રાખીને આત્માનાત્મના વિવેકમાં શૂન્ય અન્તઃકરણવાળા એટલે કે મલીન મનવાળા અને તેથીજ અલ્પબુદ્ધિવાળા એટલે દેહનેજ આત્મા માની પ્રત્યક્ષનેજ પ્રમાણ માનનારા તેઓ ભયંકર કર્મોને કરવાવાળા અને જગતનું અકલ્યાણ કરતા થકા જગતનો નાશ કરવા માટેજ પ્રવૃત્ત થાય છે. ૯.

---

## ॥ श्लोकः १० ॥

**काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥**

**पदानिः**—कामम् आश्रित्य दुष्पूरम् दम्भमानमदान्विताः ।
मोहाद् गृहीत्वा असद्ग्राहान् प्रवर्तन्ते अशुचिव्रताः ॥ १० ॥

**अन्वयार्थः**—( વળી તેઓ ) **दुष्पूरम्** દુઃખથી પૂર્ણ થાય એવા **कामम्** અભિલાષને **आश्रित्य** સેવીને **दम्भमानमदान्विताः** દમ્ભ, માન અને મદથી યુકત ( અને ) **अशुचिव्रताः** અશુભ આચરણવાળા થયા થકા **मोहात्** મોહથી **असद्ग्राहान्** અશુભ નિશ્ચયોને **गृहीत्वा** ગ્રહણ કરીને **प्रवर्तन्ते** ( જગત્‌માં ) પ્રવર્તે છે.

**भावार्थः ।**

વળી તેઓ મહામહેનતે પણ પૂર્ણ ન થઈ શકે એવી અભિલાષાઓ મનમાં રાખીને દમ્ભ, માન અને મદયુકત અને અપવિત્ર આચરણ કરવાવાળા થયા થકા મોહથી ' અમુક કર્મથી હું અમુક દેવને પ્રસન્ન કરીશ અને અમુક વસ્તુ મેળવીશ અથવા અમુક પ્રકારનું વિષયોનું સુખ હું ભોગવીશ ' એવા પ્રકારના અશુભ નિશ્ચયો કરીને જગતમાં પોતાની પ્રવૃત્તિ કરે છે અર્થાત્ તેઓ અશુભ કર્મો કરવામાંજ પોતાનું જીવન વ્યતીત કરે છે. ૧૦.

---

## ॥ श्लोकौ ११—१२ ॥

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ ११-१२ ॥

**पदानि:**—चिन्ताम् अपरिमेयाम् च प्रलयान्ताम् उपाश्रिताः ।
कामोपभोगपरमाः एतावत् इति निश्चिताः ॥
आशापाशशतैः बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थम् अन्यायेन अर्थसंचयान् ॥ ११—१२॥

**अन्वयार्थः**—**च** વળી **अपरिमेयाम्** ન માપી શકાય એવી **प्रलयान्ताम्** પ્રલય–મરણ–પર્યન્તની **चिन्ताम्** ચિન્તાને **उपाश्रिताः** આશ્રય કરી રહેલા **कामोपभोगपरमाः** કામ–વિષય–નો ઉપભોગ કરવામાંજ તત્પર રહેલા (અને) **एतावत्** એટલુંજ–(વિષયસુખજ કર્તવ્ય છે) **इति** એ પ્રમાણે **निश्चिताः** નિશ્ચયવાળા **आशापाशशतैः** સેંકડો આશારૂપી પાશોથી **बद्धाः** બંધાયલા (તેઓ) **कामक्रोधपरायणाः** કામ અને ક્રોધને વશ થયા થકા **कामभोगार्थम्** વિષયોપભોગને માટે **अन्यायेन** અન્યાયથી **अर्थसंचयान्** દ્રવ્યના ઢગલાઓને **ईहन्ते** ઇચ્છે છે.

### भावार्थः ।

વળી માપ ન થઈ શકે એવી અર્થાત્ હદ વિનાની, મરણ-પર્યન્ત ચાલુ રહે એવી ચિન્તાનો આશ્રય કરીને એટલે કે તેવા

પ્રકારની ઉપાધિ વ્હોરીને વિષયોનો ઉપભોગ કરવામાંજ તત્પર અને ફક્ત એટલો વિષયોપભોગજ જીવનમાં ખરૂં કર્તવ્ય છે એ પ્રમાણે નિશ્ચયવાળા અને 'હું અમુક કરીશ ને હું અમુક મેળવીશ' વિગેરે અનેક આશાઓરૂપી પાશોથી બંધાયલા તેઓ કામ અને ક્રોધને વશ થયા થકા વિષયોપભોગ કરવા માટે અન્યાયથી અર્થાત્ ચોરી વિગેરે અધર્માચરણથી દ્રવ્યના ઢગલા ભેગા કરવાને માટે ઇચ્છા કરે છે. ૧૧–૧૨.

---

હવે ચાર શ્લોકોથી આસુરી સંપત્તિવાળા જીવોનું મનોરાજ્ય કેવા પ્રકારનું હોય છે તે કહે છે.

## ॥ श्लोकः १३ ॥

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥**

**पदानि:**—इदम्[1] अद्य[2] मया[3] लब्धम्[4] इमम्[5] प्राप्स्ये[7] मनोरथम्[6] ।
इदम्[8] अस्ति[10] इदम्[11] अपि[13] मे[14] भविष्यति[15] पुनः[9] धनम्[12] ॥ १३ ॥

**अन्वयार्थः**—**इदम्** આ **अद्य** આજ **मया** મેં **लब्धम्** મેળવ્યું (અને) **इमम्** આ **मनोरथम्** મનોરથને **प्राप्स्ये** હું મેળવીશ (વળી) **इदम्** આ (ધન મારે) **अस्ति** છે (અને) **पुनः** વળી **इदम्** આ (બીજું) **धनम्** ધન **अपि** પણ **मे** મારે **भविष्यति** થશે.

भावार्थः ।

આ મારી અમુક ધનાદિ ઇચ્છિત વસ્તુ આજે મેં મેળવી અને વળી અમુક વસ્તુને મેળવીને હું મારા આ મનોરથને પૂર્ણ કરીશ. વળી આ આટલું ધનાદિ મારી પાસે છે અને વળી બીજું પણ વધારે ધનાદિ પાછું મને મળશે. ૧૩.

---

॥ श्लोकः १४ ॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

**पदानि:**—असौ मया हतः शत्रुः हनिष्ये च अपरान् अपि ।
ईश्वरः अहम् अहम् भोगी सिद्धः अहम् बलवान् सुखी ॥ १४॥

अन्वयार्थः—असौ આ शत्रुः શત્રુ मया મેં हतः માર્યો च અને अपरान બીજાઓને अपि પણ हनिष्ये હું હણીશ ( વળી ) अहम् હું ईश्वरः ઈશ્વર अहम् હું भोगी ભોગભોગવનારો (અને) अहम् હું ( જ ) सिद्धः સિદ્ધ बलवान બળવાળો ( અને ) सुखी સુખી છું. ૧૪.

भावार्थः ।

આ મારા અમુક શત્રુને મેં માર્યો અને વળી બીજા શત્રુઓને પણ હું મારીશ. વળી હું જ ઈશ્વર એટલે સર્વ પ્રકારના ઐશ્વર્યવાળો છું, હું જ વિવિધપ્રકારના ભોગ ભોગવનારો છું અને હુંજ સર્વ પ્રકારની પુત્રપૌત્રાદિ સિદ્ધિવાળો બલવાન્ અને સુખી છું. ૧૪.

---

## ॥ श्लोकौ १५—१६ ॥

**आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।**
**यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥**
**अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।**
**प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥१५-१६॥**

**पदानि:**—आढ्यः अभिजनवान् अस्मि कः अन्यः अस्ति सदृशः मया ।
यक्ष्ये दास्यामि मोदिष्ये इति अज्ञानविमोहिताः ॥
अनेकचित्तविभ्रान्ताः मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरके अशुचौ ॥१५—१६॥

**अन्वयार्थः**—**आढ्यः** ધનવાળો (અને) **अभिजनवान्** કુળવાળો-કુલીન **अस्मि** હું છું **मया** મારા **सदृशः** સરખો **अन्यः** બીજો **कः** કોણ **अस्ति** છે (વળી) **यक्ष्ये** હું યજ્ઞ કરીશ **दास्यामि** હું દાન આપીશ (અને) **मोदिष्ये** હું આનંદ પામીશ **इति** એ પ્રમાણે **अज्ञानविमोहिताः** અજ્ઞાનથી અત્યન્ત મોહ પામેલા **अनेकचित्तविभ्रान्ताः** વિવિધપ્રકારના સંકલ્પોથી ભ્રમિત થએલા (અને) **मोहजालसमावृताः** મોહરૂપી જાલથી વીંટાયલા (તેઓ) **कामभोगेषु** વિષયોના ઉપભોગોને વિષે **प्रसक्ताः** આસક્ત થયા થકા **अशुचौ** અપવિત્ર-ગંદા એવા **नरके** નરકને વિષે **पतन्ति** પડે છે.

भावार्थः ।

વળી હુંજ ધનાઢ્ય અને કુલવાન છું, મારા સરખો બીજો ચઢીયાતો જગતમાં કોણ છે ? અર્થાત્ મારી બરાબરી કરી શકે એવો કોઇ પણ માણસ નથી. વળી હું મોટા મોટા યજ્ઞો કરીશ, હું ઉત્તમ પ્રકારનાં દાન આપીશ અને તેથી આનંદ પામીશ. આ પ્રમાણે અજ્ઞાનથી અત્યંત મોહને વશ થયલા, અનેક પ્રકારના સંકલ્પવિકલ્પથી જેમનાં ચિત્ત ભ્રમિત થએલાં છે એવા અને મોહરૂપી જાળથી વીંટાયલા તે આસુરી જીવો વિષયોનો ઉપભોગ કરવામાંજ પ્રવૃત્ત થયા થકા અન્તમાં અપવિત્ર એવા નરકને વિષે પડે છે અર્થાત્ એવા પ્રકારનાં દુર્લક્ષણોથી તેઓ ભગવત્સ્વરૂપને જાણવા માટે સમર્થ ન થતાં અન્તે પાપકર્મોથી અધોગતિનેજ પામે છે. ૧૫–૧૬.

---

॥ श्लोकौ १७–१८ ॥

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥१७–१८॥

पदानिः—आत्मसंभाविताः स्तब्धाः धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैः ते दम्भेन अविधिपूर्वकम् ॥
अहंकारम् बलम् दर्पम् कामम् क्रोधम् च संश्रिताः ।
माम् आत्मपरदेहेषु प्रद्विषन्तः अभ्यसूयकाः॥१७–१८॥

अन्वयार्थः—( વળી ) आत्मसंभाविताः પોતાની મેળેજ પોતાને મોટા માનનારા स्तब्धाः ઉદ્ધત धनमानमदान्विताः ધન, માન અને મદથી યુક્ત अहंकारम् અહંકારને बलम् બલને दर्पम् ગર્વને कामम् કામને च અને क्रोधम् ક્રોધને संश्रिताः આશ્રય કરી રહેલા आत्मपरदेहेषु પોતાના અને અન્યના દેહોને વિષે ( રહેલા ) माम् મને ( મારો ) प्रद्विषन्तः દ્વેષ કરનારા ( અને ) अभ्यसूयकाः ઇર્ષ્યાવાળા ते તેઓ दम्भेन દમ્ભથી अविधिपूर्वकम् વિધિરહિત જેમ થાય તેમ नामयज्ञैः નામમાત્રના યજ્ઞોવડે यजन्ते યજન કરે છે.

भावार्थः ।

વળી પોતેજ પોતાને પૂજ્ય માની, પોતાની ઇચ્છાએજ મોટા થઇ બેઠેલા, ઉદ્ધત, ધન, અભિમાન અને મદથી યુકત, અહંકાર, બલ, ગર્વ, કામ–વિષયોપભોગોનો અભિલાષ, અને ક્રોધ એ સર્વને વશ થએલા અને પોતાનામાં અને બીજાઓના દેહોને વિષે રહેલો જે હું તેનો દ્વેષ કરનારા તેમજ મિથ્યા નિન્દા વિગેરેથી મહાન પુરૂષોની ઈર્ષ્યા કરનારા તે આસુરી જીવો દમ્ભથી–ધર્મના મિથ્યા આડંબરથી શાસ્ત્રમાં કહેલા વિધિને છોડીને નામમાત્રના યજ્ઞોવડેજ યજન કરે છે. ૧૭–૧૮.

---

॥ श्लोकः १९ ॥

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

पदानिः—तान् अहम् द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपामि अजस्त्रम् अशुभान् आसुरीषु एव योनिषु ॥१९॥

अन्वयार्थः—तान् તે ( મારા ) द्विषतः દ્વેષ કરનારા क्रूरान् ક્રૂર ( અને ) अशुभान् અશુભ આચરણવાળા नराधमान् અધમ પ્રાણીઓને अहम् હું संसारेषु સંસારોને વિષે ( પણ ) आसुरीषु આસુરી-અધમ योनिषु-एव યોનિઓમાંજ अजस्त्रम् હમેશાં क्षिपामि નાંખું છું.

भावार्थः ।

હે અર્જુન ! તે મારો દ્વેષ કરનારા ભયંકર અને અશુભ એટલે નિન્દિત કર્મ કરનારા નરાધમોને સંસારોમાં-જન્મો-જન્મમાં આસુરી એટલે સિંહવ્યાઘ્ર વિગેરેની ક્રૂર એવી અશુભ યોનિઓને વિષેજ હમેશાં હું નાખું છું અર્થાત તેવી યોનિઓમાંજ હું તેઓને જન્મ આપું છું. ૧૯.

---

॥ श्लोकः २० ॥

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥२०॥

पदानिः—आसुरीम् योनिम् आपन्नाः मूढाः जन्मनि जन्मनि ।
माम् अप्राप्य एव कौन्तेय ततः यान्ति अधमाम् गतिम् २०

अन्वयार्थः—कौन्तेय હે કુન્તાપુત્ર અર્જુન! (ત્યારપછી) जन्मनि-जन्मनि જન્મોજન્મમાં आसुरीम् આસુરી એવી

योनिम् યોનિને आपन्नाः પ્રાપ્ત થએલા ( તેઓ ) मूढाः મોહ-યુકત થયા થકા माम् મને अप्राप्य–एव न પામીનેજ ततः તેથી (પણ) अधमाम् અધમ એવી गतिम् ગતિને यान्ति પામે છે.

भावार्थः ।

હે કુન્તાપુત્ર અર્જુન ! આ પ્રમાણે પ્રત્યેક જન્મમાં આસુરી એવી અધમ યોનિમાં જન્મેલા તે આસુરી જીવો મોહ પામ્યા થકા મને ન પામીને ત્યાર પછી પૂર્વમાં કહ્યા કરતાં પણ અધમ એવી ગતિને ઉત્તરોત્તર પામે છે. ૨૦.

---

આસુરી સંપત્તિ ત્યજવા યોગ્ય છે, તેમાં પણ તેના મૂળભૂત ત્રણ દોષો તો અવશ્ય ત્યજવા યોગ્ય છે તે કહે છે.

॥ श्लोकः २१ ॥

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥

पदानिः—त्रिविधम् नरकस्य इदम् द्वारम् नाशनम् आत्मनः ।
कामः क्रोधः तथा लोभः तस्मात् एतत् त्रयम् त्यजेत् ॥२१

अन्वयार्थः—आत्मनः આત્માનો–પોતાનો नाशनम् નાશ કરનાર कामः કામ क्रोधः ક્રોધ तथा તેમજ लोभः લોભ इदम् આ त्रिविधम् ત્રણ પ્રકારનું नरकस्य નરકનું द्वारम् દ્વાર ( છે ) तस्मात् તેથી एतत् એ त्रयम् ત્રણને ( માણસે ) त्यजेत् ત્યજવાં ( જોઈએ. )

भावार्थः ।

હે અર્જુન ! આત્માનો એટલે પોતાનો નાશ કરનાર અર્થાત્ પોતાને અધોગતિએ પ્રાપ્ત કરાવનાર કામ, ક્રોધ અને લોભ એ ત્રણ પ્રકારનું નરકનું દ્વાર છે એટલે કે એ ત્રણ દ્વારાજ મનુષ્ય અધોગતિને પામે છે માટે એ ત્રણ પ્રકારના નરકના દ્વારનો અભ્યુદયની ઇચ્છાવાળા માણસે ત્યાગ કરવો જોઈએ. ૨૧.

---

॥ श्लोकः २२ ॥

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥

पदानिः—एतैः विमुक्तः कौन्तेय तमोद्वारैः त्रिभिः नरः ।
आचरति आत्मनः श्रेयः ततः याति पराम् गतिम् ॥२२॥

अन्वयार्थः—कौन्तेय હે કુન્તાપુત્ર અર્જુન ! तमोद्वारैः નરકનાં દ્વારભૂત एतैः એ त्रिभिः ત્રણથી विमुक्तः મુક્ત થએલો नरः પુરૂષ आत्मनः આત્માના—પોતાના श्रेयः કલ્યાણને आचरति કરે છે ( અને ) ततः ત્યારપછી ( તે ) पराम् ઉત્તમ એવી गतिम् ગતિને याति પામે છે.

भावार्थः ।

હે કુન્તાપુત્ર અર્જુન ! કામ, ક્રોધ અને લોભરૂપ એ ત્રણ નરકનાં દ્વારોથી મુક્ત થએલો પુરુષજ પોતાનું કલ્યાણ

કરી શકે છે અર્થાત્ તેજ તપ વિગેરે કરી શકે છે અને ત્યારપછી ઉત્તરોત્તર ઉત્તમ ગતિને પામે છે એટલે મોક્ષને મેળવે છે. અર્થાત્ જે પુરૂષ એ કામ, ક્રોધ અને લોભથી મુક્ત હોય છે તેજ ઉત્તરોત્તર આત્મકલ્યાણ કરતો થકો અન્તે મુકિત મેળવી શકે છે. ૨૨.

---

## ॥ श्लोकः २३ ॥

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥**

**पदानि:**—यः शास्त्रविधिम् उत्सृज्य वर्तते कामकारतः ।
न सः सिद्धिम् अवाप्नोति न सुखम् न पराम् गतिम् २३॥

अन्वयार्थः—यः જે (પુરૂષ) शास्त्रविधिम् શાસ્ત્રમાં કહેલા વિધિને उत्सृज्य છોડીને कामकारतः ઇચ્છા પ્રમાણે वर्तते વર્તે છે सः તે पुरुषः પુરૂષ सिद्धिम् સિદ્ધિને–આત્મજ્ઞાનને न–अवाप्नोति પામતો નથી (તેમજ) सुखम् સુખને न નહિ (અને) पराम् ઉત્તમ એવી गतिम् ગતિને–મોક્ષને (પણ) न (अवाप्नोति) પામતો નથી.

### भावार्थः ।

હે અર્જુન! જે પુરૂષ વેદ અને શાસ્ત્રમાં કહેલા કર્તવ્ય વિધિને છોડીને પોતાની ઇચ્છા મુજબ આ સંસારમાં વર્તે છે તે પુરૂષ અન્તઃકરણની શુદ્ધિદ્વારા તત્વજ્ઞાનની–આત્મજ્ઞાનની સિદ્ધિને

પામતો નથી અને તેથી સુખ પણ મેળવતો નથી અને તેથી તે અન્તમાં ઉત્તમ એવી મોક્ષરૂપ ગતિને પણ પામતો નથી. ૨૩.

---

## ॥ श्लोकः २४ ॥

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥**

पदानि:—तस्मात् शास्त्रम् प्रमाणम् ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तम् कर्म कर्तुम् इह अर्हसि ॥ २४ ॥

अन्वयार्थः—**तस्मात्** તેથી **कार्याकार्यव्यवस्थितौ** કરવા યોગ્ય અને ન કરવા યોગ્યની વ્યવસ્થામાં **शास्त्रम्** શાસ્ત્ર (જ) **ते** તારે માટે **प्रमाणम्** પ્રમાણ છે (માટે) **इह** આ લોકમાં **शास्त्रविधानोक्तम्** શાસ્ત્રવિધિપ્રમાણે કહેલા **कर्म** કર્મને **ज्ञात्वा** જાણીને (તે પ્રમાણેજ કર્મ) **कर्तुम्** કરવા માટે **अर्हसि** તું યોગ્ય છે.

### भावार्थः ।

હે અર્જુન ! તે હેતુથી કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કર્મની વ્યવસ્થામાં એટલે નિશ્ચયમાં શ્રુતિસ્મૃત્યાદિ શાસ્ત્રોજ તારે માટે પ્રમાણ છે અર્થાત્ શાસ્ત્રવિધિ પ્રમાણેજ કર્તવ્ય અકર્તવ્યનો વિવેક સમજવો જોઇએ. માટે શાસ્ત્રમાં વિધિરૂપે કહેલા કર્મને જાણી અને તે પ્રમાણેજ આ લોકમાં કર્મ કરવાને માટે તું યોગ્ય છે. અર્થાત્ શાસ્ત્રવિધિ પ્રમાણેજ કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરી કર્મ કરનાર મનુષ્ય દૈવીસંપત્તિના જીવો

...ાય છે અને તેવા દૈવી સંપત્તિનાં પૂર્વોક્ત લક્ષણોયુક્ત જનોજ ...ત્મકલ્યાણ કરી શકે છે અને તેથી ઉત્તરોત્તર તેવા જીવોજ ...તમાં મુક્તિ મેળવવા સમર્થ થાય છે. ૨૪.

---

આ પ્રમાણે આ ૧૬ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને મુમુક્ષુ જનોએ સાત્વિકગુણોત્પાદક દૈવી સંપત્તિ મેળવી, આસુરી સંપત્તિના દોષોથી મુક્ત થઇ અર્થાત્ કામક્રોધાદિ સર્વ વિષયોનો ત્યાગ કરી શાસ્ત્રમાં કહેલા વિધિપ્રમાણેજ કર્મ કરતાં આત્મજ્ઞાન મેળવી ભગવત્સ્વરૂપને જાણી તેને મેળવવા શકિતમાન થવું જોઈએ એમ કહેલું છે; અને તેથીજ તે ભગવત્સ્વરૂપના જ્ઞાનમાં મુખ્ય દૈવી સંપત્તિ કારણ હોવાથી તેનું વર્ણન આ અધ્યાયમાં કરેલું છે. એટલે જે જનો આ ભગવત્કથનાનુસાર દૈવી સંપત્તિ પ્રાપ્ત કરી ભગવત્સ્વરૂપનું જ્ઞાન મેળવે છે તેઓજ અંતે તે પરમાત્માના પુરૂષોત્તમ સ્વરૂપને પ્રાપ્ત કરવારૂપ મુક્તિને મેળવી શકે છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥

समाप्तः

॥ ૐ ॥

॥ શ્રીગણેશાય નમઃ ॥

જયદેવ જયદેવ વંદે ગોપાલમ્ ।
મૃગમદશોભિતભાલં ભુવનત્રયપાલમ્ ॥ ધ્રુ

નિર્ગુણસગુણાકારં સંહૃતભૂભારમ્ ।
મુરહરનંદકુમારં મુનિજનસુખકારમ્ ॥
વૃન્દાવનસંચારં કૌસ્તુભમણિહારમ્ ।
કરુણાપારાવારં ગોવર્ધનધારમ્
જયદેવ જયદેવ વંદે ગોપાલમ્ ॥ ૧ ॥

મુરલીવાદનલોલં સપ્તસ્વરગીતમ્ ।
સ્થલચરજલચરવનચરરંજિતસંગીતમ્ ॥
સ્તંભિતયમુનાતોયં અગણિતવરચરિતમ્ ।
ગોપીજનમનમોહનદાન્તં શ્રીકાન્તમ્ ॥
જયદેવ જયદેવ વંદે ગોપાલમ્ ॥ ૨ ॥

રાસક્રીડામંડલવેષ્ટિતવ્રજલલનમ્ ।
મધ્યેતાંડવમંડિતકુવલયદલનયનમ્ ॥
કુસુમિતકાનનરંજિતમંદસ્મિતવદનમ્ ।
ફણિવરકાલીયદમનં પક્ષીશ્વરગમનમ્ ॥
જયદેવ જયદેવ વંદે ગોપાલમ્ ॥ ૩ ॥

અભિનવનવનિતચોરં કરધૃતદધિગોલમ્ ।
લીલાનટવરખેલં ધૃતકાંચનચૈલમ ॥
નિર્જરરક્ષણશીલં વિદલિતરિપુજાલમ્ ।
સ્વભક્તજનતાપાલં જય જય ગોપાલમ્ ॥
જયદેવ જયદેવ વંદે ગોપાલમ્ ॥ ૪ ॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ १६ ॥

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥

समाप्तः

# ॥ श्रीमद्भगवत्स्मरणपाठशाला ॥

॥ दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । अ
सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ભગવાન્ કહે છે કે, 'હે અર્જુન ! સર્વ ધર્મોને છોડીને તું મા
આવ, હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ માટે ન કર.' આવા દયાળુ પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત થવાને કયો મનુષ્ય ન કરે ! સર્વ કરેજ. પરન્તુ ભગવાનના તે પ્રાપ્ત થવા સાત્વિકગુણયુક્ત દૈવીસંપત્તિમાન થવાની જરૂર છે અને તેવા થવા માટે તો ઉત્તમ સદ્ગુરૂદ્વારા શ્રવણ, મનન, અને નિદિધ્યાસન અપેક્ષિત રહે છે. ભગવાને શ્રીમુખેજ કહેલું છે કે, 'હે અર્જુન ! -उप
ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः-તત્વવેત્તા જ્ઞાનિઓ તને ત જ્ઞાનનો ઉપદેશ કરશે.' અર્થાત્ ઉત્તમ ઉપદેશદ્વારાજ ભગવત્સ્વરૂપનું જ્ઞાન મેળવી મનુષ્ય પોતાના જીવનને ઉચ્ચ કોટી તરફ ઉત્તરોત્તર લઈ જઈ ભગવત્સ્વરૂપને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે.

આ હેતુથી અમારા ગોલોકવાસી બંધુ **નૃસિંહદાસ શાસ્ત્રીજીના** સ્મરણાર્થ ઉપરોક્ત "**श्रीभगवत्स्मरणपाठशाला**" સ્થાપન કરવામાં આવી છે. સમય પણ સજ્જનોને અનુકૂ આવે તે પ્રમાણે રાખવામાં આવ્યો છે તો આશા છે કે ભગ પ્રિય સર્વ સજ્જનો તેનો જીવનમાંના યથાવકાશે લાભ લે પોતાના જન્મની સાર્થકતા કરશે.

સમય નીચે પ્રમાણે છે.

**દરરોજ રાત્રિના ( મું. ટા. ) ૮ થી ૯ સુધી**
**શ્રીમદ્ભગવદ્ગીતા પર પ્રવચન.**

| | |
|---|---|
| પાઠશાળાનું ઠેકાણું,<br>**સંઘવીસદન,**<br>**સેન્ડહર્સ્ટ રોડ, ખેતવાડી**<br>**ત્રીજી ગલીને નાકે.** | લી૦ ભગવત્કૃપાભિલાષી<br>**દુર્લભદાસ શાસ્ત્રીજી સંઘ**<br>ભગવત્સ્મરણ. |